

# ગુલાબસીંહ

અને

# રૂપસુંદરીની વાર્તા.

---

છપાવી પ્રસીદ્ધ કરનાર

## એ. ડી. સાકરવાલા

૨૧૧, જકરીઆ મસજીદ, મુંબઇ.

---

માલેક અને પ્રીંટર કાવશજી શોરાબજીએ

ધી "કમર" પ્રેસ અબદુલરહેમાન

સ્ટ્રીટમાં છાપીછે

# ગુલાબસીંહ અને રૂપસુંદરીની વાર્તા.

પુર્વે તારાપુર નામના નગરમાં અભયસીંહ નામનો રાજા રાજ કરતો હતો. તેનાં રાજ અમલમાં ચાલતી રાજ નીતિથી પ્રજાને સર્વે પ્રકારનું સુખ હતું.

એ નીતિવાન રાજાને માનસીંહ સરદારસીંહ અને ગુલાબસીંહ નામના ત્રણ પુત્રો હતા, એ ત્રણે પુત્રો ચંચલ ચકોર બુધ્ધિશાલી અને ગુણવાન હોઈ જે પોતાના પીતાશ્રીજીની આજ્ઞાને શીર સમાન ગણી વરતતા હતા.

પોતાની વૃધ્ધ અવસ્થા થયેલી જોઇને, અને રાજ તંત્ર ચલાવવાની શકતી ઘટતી જતી જોઈને રાજાએ પોતાનાં પ્રવીણ પ્રધાન પ્રવીણસાગરને પોતાની પાસે બોલાવીને પોતાનાં સર્વે વીચાર પ્રસીધ કર્યા. રાજાના આ વીચારોને પ્રધાને પોતાની અનુમતી આપવાથી રાજાએ રાજયનાં ત્રણ ભાગ પાડી એકેક ભાગ અકેક પુત્રને સોંપી આપવાનો ઠરાવ પ્રધાનની મક્ષ પ્રસીધ્ધ કર્યા પછી, તે ઠેરાવ ત્રણે પુત્રોને પોતાની મીપ બોલાવી પોતાનો ઠરાવ સંભળાવી દીધો.

રાજાનો આ ઠેરાવ ત્રણે રાજપુત્રોને ન રૂચવાથી તેઓએ ત્રતાંપૂર્વક કરજોડીને રાજાને કહયું કે, "ઓ પીતાજી ! ાના કરતા તો સર્વે કરતાં ઉત્તમ એ છે કે અમારા ત્રણે ાંથી કોઈને પણ આખું રાજ સોંપશો તો અમને કોઈપણ કારનું માઠું લાગવાનું નથી."

પોતાનાં આ ત્રણે પુત્રોનો આ વીચાર સાંભળીને, રાજાએ તેઓને કહયું કે, 'હમણાં તમે તમારે કામે લાગો. તે માટે મારે શું વિચાર કરવો, તે કરીને હવે પછી તમને જણાવીશ ?' રાજાનો આ હુકમ થતાં ત્રણે પુત્રો પોતાના સ્થાનમાં ગયા. હવે આનું શું કરવું ? આ ત્રણેનાં મન કેમ રીઝે ? તેને માટે વીચાર કરતાં કરતાં કેટલાયેક દીવસો વીતી ગયા પણ રાજા કોઈપણ નિરણય ઉપર આવી ન શકવાથી રાજાની મુખ મુદ્રા કરમાતી ચાલી.

રાજાની આવી સ્થીતી થયેલી જોઇને પ્રધાને રાજાને પુછયું કે 'ધીરાજ ! આપ આજ કેટલાક દીવસ થયા શા માટે ઉદાસ રહો છો તે કૃપા કરીને આપના સેવકને જણાવશો તો તમારો દાસ તમારા દુઃખમાં ભાગ લેવાને પોતાથી બનતું કરવાને ચુકશે નહીં.

રાજાએ કહયું કે, 'અહો વિવેકી પ્રધાન ! આપણે જે વીચાર કર્યો હતો તે વીચાર રાજપુત્રોને ન રૂચવાથી, તેઓને પોતાનો એવો વીચાર દર્શાવ્યો કે રાજના ત્રણ ભાગ પાડતાં ત્રણમાંથી કોઇને પણ રાજપદ આપવું આના વીચાર ને વીચારમાં ગુંચવાઈ જવાથી મારી મુખ મુદ્રા કરમાઇ ગઈ.

પ્રધાને કહયું કે, 'એમાં શી મ્હોટી વાતછે એનો સે ઈલાજ છે, જો આજ્ઞા હોય તો, આપનો દાસ તે દર્શાવવાને તૈયાર છે ?'

રાજાએ કહયું કે 'ખુશીથી દર્શાવો' પ્રધાને કહ્યું કે' આવતી કાલે બપોરના ત્રણ વાગે રાજ મહેલની આગળ બે

સ્વાર થઈ હાજર રહેવું. તે વખતે રાજ મહેલ ઉપરથી ત્રણ દીસાએ ત્રણ તીર ફેંકવામાં આવશે. જે જે તીર જે જે દીશાએ જાય તે તીર ઉપાડી તે દેશમાંથી અલૌકીક બીજી વસ્તુની જે શોધ લાવશે તેને આ તારાપુર નગરનુ રાજપદ અર્પણ કરવા માં આવશે. આ પ્રમાણે આપે આપના ત્રણે પુત્રોને કહેવું.

પ્રધાનની આ યુકતી રાજાને અનુકુલ લાગવાથી રાજાની મુખ મુદ્રા કમળ સમ પ્રફુલ્લીત થતી ચાલી, અને હસ્તે વદને રાજાએ તરત હુકમ મોકલી, ત્રણે પુત્રોને પોતાની સમીપ બોલાવી મંગાવીને પોતાનો હુકમ સંભલાવ્યો. રાજાનો આ હુકમ સાંભલી ત્રણે પુત્રો બહુ ખુશી થઇ હસ્તે મુખડે પોતાને સ્થાને ગયા.

રાજાનો આવી પ્રકારનો વીચીત્ર ઠરાવ પવનની પેઠે સમગ્ર નગરમાં ફેલાઈ જવાથી સમગ્ર પ્રજા હેરત પામી ગઈ. આ ચમત્કાર જોવાને આતુર થયેલી પ્રજા બીજે દીવસે સમય થતાં પહેલા રાજાના મહેલની આસપાસ ફરી વલી અને શું ચમતકાર બને છે. તે જોવાને એક ધ્યાન થઇ ગઇ. રાજા બરાબર બપોરનાં બે વાગે પોતાનાં રાજમંડળ સહીત મહેલની અગાસીમાં આવીને બેઠો.

બરોબર ત્રણનો ટકોરો પડતાની સાથે આ ત્રણે રાજકુમારો પોતાનાં ઘોડા ઉપર બેસી મહેલની આગળ આવી ઉભા.

રાજાનો હુકમ થતાં શૈન્યાધીપતિએ એક તીર જોરથી ફેકયું. તે તીર ફેંકતાની સાથે, તે તીરની પાછળ સૌથી વડીલ

થોડેક ચાલી તે ત્યાં અટકયો આજે તેણે તેના સ્નેહીઓને

ટી પાર્ટી આપેલી હોવાથી તે વીચારમાં પડયો કે

મ્હારા સ્નેહીઓને હું કઇ ચા પીવરાવું ? પણ

તુરતજ તેને કંઈ યાદ આવ્યું અને તે સીધો

મસજીદ બંદર રોડપરગયો. ત્યા આવેલી

# બાદશાહી કોફી એન્ડ ટી ડીપોમાંથી તેણે ચહાનો એક દબો ખરીદ કર્યો

તે તેણે તેના સ્નેહીઓને પીવરાવી આવી ઉમદા ચાહ પીવાને તે લોકો વધારે આતુર થયાં તરતજ તેઓએ ઠરાવ કર્યો કે બશ જીંદગી પર્યંત બાદશાહીજ ચહા અગર કોફી પીવી કારણ કે એ ઉતમ ચાહા કાફી આજ કાલ સ્થળે સ્થળે પ્રચલીત છે.

રાજપુત્રે પોતાનાં તેજી ઘોડાને છોડી મુકયો. તે જોઈ સૈન્યાધિપતિએ બીજુ તીર ઉપાડી કમાન ઉપર ચઢાવી એવા જોરથી બીજી ઉંચ દીશાએ ફેંકયું કે તે તીર એકદમ આકાશના વાદળામાં ભરાઈ ગયું કેમ ન હોય તેવી રીતે વાદળાની સાથે વાત કરતું આગળ ચાલ્યું. તે જોઇ બીજા રાજકુંવરે તે આકાશ ગામી તીરના પાછળ પોતાનાં ઘોડાને છોડી દીધો. સેનાધીપતીની આ અદભુત શકતી જોઇને સકળ પ્રજા હર્ષનાદ કરવા લાગી.

ત્રીજુ તીર મહોટું અને ભયંકર હતું, તે તીર સેનાપતીએ એક હાથમાં ઉપાડી કમાનમાં મુંકી બે પગનાં અંગુઠામાં ગોઠવી ખુબ જોરથી ત્રીજી દીસાએ ફેંકયું, આ તીર આડુ અવળું થતું, ઉપર નીચે ચઢતું ઉતરતું વચમાં આવતાં પક્ષીઓનો નાશ કરતું. આગળ ચાલ્યું. આ તીર ત્રણ દીશાની વચ્ચે પોતાની રમત કરી રહયું હતું. તે જોઈને સર્વેથી ન્હાનો કુંવર અજાયબીમાં ગરકાવ થઇ જઈ મનમાં વીચાર કરવા લાગ્યો કે, 'અહો દૈવ ! આ તીરની શકતી મારી શકતી કરતાં ત્રણ ગણી શકતી ધરાવે છે. તે શકતીને હું કેમ વશ કરી શકીશ ? એ એક પળમાં કયાં જશે' અને હું એક પળમાં કયાં સુધી જઈ શકીશ. બનનાર હશે તે બનશે, એમ હીંમત હારી જવાથી શું થનાર હતું, એ પવન વેગી તીર છે. તેના કરતાં મારા મનનો વેગ વધારે છે ? માટે ઓ મન ! હવે તુ ગોથા ખાતું અટક, અને તારા વેગ રૂપી ઘોડાને છોડી દે. તો તું તારા કાર્યમાં જય મેળવીશ. એટલું કહેતાની સાથે

પોતાનાં ઘોડાને તે તીરની પાછળ છોડી મુકયો. આ બનાવ જોઈ તમામ પ્રજા ચકચકીત થઈ જઇ ને એક ક્ષણમાં વીખરાઈ ગઇ. ત્રણ જુદી જુદી દીશાએ ફેકેલાં ત્રણ તીરોને શોધી કાઢવા માટે, ત્રણ જુદી જુદી દીશાએ નીકલેળા ત્રણ પુત્રે ફરતાં ફરતાં એક મેકને જોઈ નહી શકે તેવી રીતે એક વીચીત્રપુરી નામની નગરીના દરવાજા આગળ આવી પોહચ્યાં. દરવાજાની અંદર બીજા નાના નાના ત્રણ દરવાજાઓ હતા જે દરેકમાં દાખલ થવાથી જુદા જુદા શેહેરમાં જવાતું હતું.

પહેલા તીરની શોધમાં નિકળેલો માનસીંહ ભટકતો ભટકતો વીચીત્રપુરના પહેલા દરવાજા આગળ આવી પહોંચ્યો. અને જોયું તો તેનું તીર તે દરવાજા ઉપર આવી ચોટેલું હતું, તે જોઈને તે માનસીંહ તરત પોતાના ઘોડાને એક વડના થડે જઈ બાંધીને તે દરવાજાની ઉપર ચઢી ગયો અને તે તીરને ખેંચી કાઢી તે વડની નીચે આવી વીશ્રાંતી લેવાને બેઠો.

બીજું તીર બીજા દરવાજા ઉપર આવી ચોટી ગયું હતું તેની શોધ કરતો કરતો સરદારસીંહ તેજ દરવાજાની આગળ આવ્યો અને જોયું તો તેનું તીર તેની નજરે પડયું. તે જોતા ની સાથે તે દરવાજાની સામે એક મ્હોટી ઉંડી વાવ હતી, અને તે વાવની પાસે એક મોટો પીપળો હતો તેના થડ સાથે પોતાના ઘોડાને બાંધી દરવાજા ઉપર ચઢી જઇને પોતાના તીરને ખેંચી કાઢી પોતાની જગાંએ આવી બેઠો.

અને તરતજ તેણે જોયું તો તેની નજરે

# બાદશાહી કૉફીને ટી ડીપો

એ નામનું પાટીયું નજરે પડયું.




તેના શેઠે તેને બાદશાહી ચહાનો એક ડબો ખરીદવા મોકલ્યો હતો તેથી તેણે ત્યાંથી પ્રખ્યાત બાદસાહી ચાહાનો એક ડબો ખરીદ કર્યો તેના શેઠે તેની અજમાઇસ લીધી કે તુરતજ બીજા ત્રણ ડબા સાથે મંગાવ્યા આનું કારણ સમજ્યો કે બાદસાહી ચાહ આજકાલ આખા હિન્દુસ્તાનમાં લોક માન્ય થઈ પડી છે અને તેથીજ તે દરેકની પ્રશંદગી પામે તેમાં નવાઇ નથી.

મસજીદ બંદર રોડના—રસ્તાપર નીકળજો કે ઉપરનું બોર્ડ તમારી નજર પડશે.

ત્રીજુ તીર જે ત્રીજા દરવાજા ઉપર આવી ચોટી ગયું હતું તેનો શોધક તેને શોધતો શોધતો તેની પાસે આવી ઉભો, તે જોતાની સાથેજ પોતાના ઘોડા ઉપરથી ઉતરી પડી દરવાજાની સામે આવેલા એક અતીતના મઠમાં જઇ ઘોડાને બાંધી દરવાજા ઉપર ચઢીને પોતાના તીરને ખેંચી કાઢી નીચે ઉતરી મઠમાં ગયો.

આ ત્રણે રાજપુત્રો પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ વીચીત્રપુરીની બહારની આસપાસની રમણીક શોભા જોવા નિકળ્યા. જોતાં જોતાં આ ત્રણે રાજપુત્રો વીચીત્રપુરના પહેલા દરવાજા આગળ ભેગા થઇ ગયા. પોતાનો હેવાલ એક એકને કહયા પછી તેઓ એવા ઠરાવ ઉપર આવ્યા કે, આપણે દરેક જુદે જુદે દરવાજેથી જુદા જુદા નગરમાં જવું અને ત્યાંથી જે કોઇ નવાઈની વસ્તુ ખરીદી લાવી પહેલો આવે તેણે આ વડની આગળ બેશવું અને પછી આપણે ત્રણે જણા ભેગા થયા પછી ત્રણે જણા સાથે મળીને આપણા રાજનગરમાં જવું.

આવો વીચાર કરીને આ ત્રણે જણા જુદા જુદા નગરમાં પ્રવેશ કરી નગરમાં ફરવા લાગ્યા.

માનસીંહ એક મ્હાન ઝવેરીને ત્યાં જઇ ઉતર્યો હતો. તે દયાળુ દીલના ઝવેરીએ તેની સારી રીતે પરોણાગત કરી. આ નગરમાં શામાટે આવ્યા છો તેનું કારણ પુછયું, તેના કારણો તે ઝવેરીને જણાવવાથી તે ઝવેરી ખુશ ખુશ થઇ ગયો.

આજે આ નગરમાં એક કારીગર એક નવીન પ્રકારનુ વૈમાન લાવી બજારમાં વેચવા બેઠો હતો પણ તેની કીંમત બહુ મોંઘી હોવાથી તે વૈમાનને કોઈ ખરીદ કરી શકયું નહીં. આ ખબર ઝવેરીને પડતાં ઝવેરીએ તે સંબંધી માનસીંહને કહયું. માનસીંહ તરત તે ઝવેરીને સાથે લઈ તે વૈમાન વેહેચનાર પાસે જઈને વૈમાનને બારીકીથી તપાસી જોઇને તેની કીંમત પુછી. વૈમાન બનાવનારે પાચ હજાર સોનાના સીકકા માગ્યા. અને કહયું કે જે કોઇ આ વૈમાનને ખરીદશે તો હું તેની ખુબી શું છે તે બતાવીશ. માનસીંહે તે વૈમાન બનાવનારને કહયું કે, તું અમને આ વૈમાનમાં બેસાડી, અમને અમારા ઠેકાણે લઈ જા, અને તેનો સરવે ભેદ અમને બતાવ તો હું તારી મોં માંગી કીંમત ગણી આપોશ.

વૈમાન બનાવનાર તરત વૈમાનની અંદર ચઢી બેઠો અને પછી આ બંનેને અંદર બેસાડી વૈમાનની કલ દાબી કલ દાબવાથી વૈમાન ઉપર ચઢયું અને માનસીંહના કહેવા મુજબ ઝવેરીના બંગલામાં વૈમાન બનાવનારે વૈમાનને લઈ જઈ ઉતાર્યું. વૈમાનની આ ખુબી જોઈ માનસીંહ અને ઝવેરી ખુશ ખુશ થઈ ગયા, અને તેની મોં માગી કીંમત વૈમાન બનાવનારને ગણી આપી.

માનસીંહ ઝવેરીને ત્યાં બેઠો છે ને બપોરને વખત પોલીશના માણુસો સાથે એક બહુ પૈસાવાલી બાઈ રોતી પીટતી જાય છે જેની સાથે લોકોના ટોલે ટોલાં ભેગાં થાએ છે જે જોઈ માનસીંહે પુછયું કે આ શા માટે રોય છે જે વીશે

નો ખુલાશો મલ્યો કે એ બાઈની હાથની બાંગડી ખોવાઈ ગઇ છે જે મલતી નથી અને તેને માટે તે શહેરની પોલીશ તપાસ કરે છે. એમ કરતાં બે ત્રણ દીવસો વહી ગયો અને એક દીવસ બપોરની વખતે પેલા ચોરે પોલીસ અમલદારનો વેશ ધારણ કરી પેલી બાઇને મહેલે ગયો અને તેમને કહ્યુ કે પોલીસે તમારી બગડી ચોરનારને પકડયો છે જે સાંભલી પેલી બાઇ ખુબ હરખમાં આવી ગઇ, તે જોઇ પેલા ચોરે કહ્યું કે બાઇ વાંધો એટલોજ છે કે તેની જોડ તપાસવાની છે. માટે આપની પાસે બીજી બાંગડી છે, તે આપો કે બેઉને મેલવી જોઇએ એવો હમારો ઉપરીનો હુકમ છે જે પરથી પેલી ભોલી બાઇએ ઝટ કરતી બીજી બંગડી ઉતારી આપી. પેલા ચોરે એકને ઠેકાણે બેની જોડી કરી લઈ ગયો હવે જ્યારે પેલી બાઈ ચોકાપર જઇ બે બંગડી માંગવા લાગી એટલે લોકો તેને હશવા લાગા અને પોલીસના માણુસો એ તેને દીવાનામાં ઠરાવી જેથી પેલી બાઇ વધારે રડવા કુટવા લાગી, પણ જ્યારે પેલા ચોરની બધી હકીકત સમજી ત્યારે તે લોકો ચકીત થયા. જ્યારે આ સઘળી હકીક્ત માન-સીંહે સાંભળી ત્યારે તેને ઝવેરીને બોલાવીને કહ્યું કે આ કામમાં તમારી મદદ પોલીસને કામ લાગશે. સેવટે થોડાક દીવસો ગયા પછી પેલો ચોર પેલી બાંગડીનું શોનું વેચી ખાઇ ગયો હતો. તે હવે પેલા હીરા વેચવા માટે બન્તરમાં આવ્યો તે હીરા ઘણાજ કીંમતી હોવાથી તેજ ઝવેરીના હાથમાં આવ્યા જે તે ઝવેરીએ તુરત ઓલખ્યા અને પેલા માણુસને પોલીસને સ્વાધીન કીધો અને હીરા પેલી બાઇને મલ્યા

જ-૨૫૨



અને તેણે ત્યાં આવી મોટા મોટા છાપાવાળાઓ તરફથી મળેલા અભીપ્રાયો માંગ્યાં તે તેની સામે રજુ કર્યાં તે નીચે પ્રમાણે હતાં—તા૦ ૨૦-૧૧-૧૧

# બાદશાહી ચહા અને કાફી




જકરીયા મસજીદવાળા મો૦ એ. ડી. સાકર-વાલા તરફથી **બાદશાહી ચહા અને કોફી** ને લગતું કેલેન્ડર મલ્યુ છે. **ચહા અને કોફી** ટેસ્ટ અને ફ્લેવર અને રંગમાં બહુ વખાણાયેલી છે. મી. સાકરવાલાની એ નામે બાદશાહી ચહા અને કોફી મુંબઇમાં કાંઈ હવે નવી નથી બજારે બજાર અને દુકાને દુકાન તેના પાટીયાં સઘળાઓને વાંચવામા આવતાં હશે અલબતા માલ સારો હોવાથી તેનો ઉઠાવપણ તેવોજ મોટો થતો હોવા જોઈએ.—**જામે જમસેદ** તા. ૨૦-૧૧-૧૧

જેમાંથી પેલી બાઈએ પેલા ઝવેરીને સારૂ ઈનામ આપ્યું જે જોઈ માનસીંહ ઘણો ખુશી થયો.

થોડા દીવસ પછી માનસીંહ તે વૈમાનમાં બેસી દરવાજાની બહાર આવી વડ આગળ ઉતર્યો અને પોતાના બંને ભાઇઓની રાહ જોતો બેઠો.

સરદારસીંહ બીજે દરવાજેથી દાખલ થઇ બીજા નગરમાં રચના જોવા લાગો. આ નગરમાં તમામ જુદી જુદી જાતનાં કારીગરો વસતા હતા, અને જુદી જુદી જાતની બનાવટોની અમોલીક વસ્તુઓ વેચતા હતા. તે જોતો જોતો સરદારસીહ એક મ્હોટા કદની દુરબીન વેચનારની દુકાને આવી પહોચ્યો તે દુરબીન જોતાં જ તે દુરબીન ઉપર સરદારસીંહ મોહીત પડયો, અને તે ખરીદવા માટે તેની કીંમત પુછી કારીગરે તે દુરબીનનું વરણુન કરી બતાવીને તેની કીંમત પાંચ હજાર રૂપીઆ માંગયાં. તે દુરબીનનું અદભુત વરણુન સાંભલી સરદારસીંહ મોહ પામીને બોલ્યો કે એ દુરમીન મને જોવાદો જેમાંથી તેને જોયું કે ત્રણ ભાઈમાંથી કોઇ પણ પેલા વડના ઝાડ પાસે આવેલ છે કે કેમ તો તેને ઝટ માલમ પડયું કે મોટો ભાઈ માનસીંહ ત્યાં આગળ બેઠો છે જેપરથી તેની ખાતરી થવે તરત રૂપીઆં પાંચ હજાર ગણી આપી દુરબીનને હાથમાં લઇ તેના ગુણોની પરીક્ષા કરતો કરતો અને તેની ખુબી નીહાલતો નિહાલતો પોતાનાં વડીલ ભાઇને આવી મલ્યો,

ત્રીજો પુત્ર જે સરવેથી ન્હાનો હતો તે ત્રીજા નગરમાં પેઠો. અને ત્યાં તે શેહેરની જાહોજલાલી જોતો જોતો, મોટી બજાર કયે ઠેકાણે ભરાય છે અને અજબ નવાઈની ચીજો મોટા મોટા કારીગરો બનાવી કયે જગે વેચવા બેશે છે તેની તલાસ કરતો એક બજારમાં દાખલ થયો. તે બજારમાં તપાસ કરતાં માલમ પડયું કે, એક કારીગરે એક પંખો લાવેલો છે. અને તેની ભારે કીંમત માંગે છે, પણ તે પંખો કોઇ ખરી દી શકતું નથી, ગુલાબસીંહે વીચાર કર્યો કે આવી નજીવી ચીજની મોટી કીમત માંગે છે ત્યારે જરૂર તેમાં કંઈ પણ કરામત હશે જેથી પેલા કારીગરને પુછયું કે એની કીંમત શું? તેને જવાબ દીધો કે શોનાના ૩૦૦૦) દેરમ પડશે ગુલાબસીંહે તે કીંમત આપવા કબુલ કીધું એટલે તે પંખા માં શુ ખુબી હતી તે તે કારીગરે બતાવી, તે લઇ ગુલાબ સીંહ મનમાં ખુશી થતો થતો જતો હતો.

આ સમે આ રાજકુમાર અને તેનો ઘોડો બહુ થાકી ગયા હતાં તેના શરીરની શકતી ઘટી ગઈ હતી તેથી તનો ચહેરો ફીકો પડી ગયો હતો અને ઘોડાની ચાલ પણ ધીમી પડી ગઇ હતી. આ તરૂણ મુસાફર ફરતો ફરતો એક અમીરના મહે લની નીચેથી જતો હતો તેની ઉપર આ અમીરની નજર પડી, અમીરને આ તરૂણ મુસાફર શુરવીર જણાયાથી, તે અમીર તરત પોતાનાં મહેલની નીચે ઉતરી આવી તે તરૂણ મુસાફરને પોતા પાસે બોલાવી સરવે હકીકત પુછી તે તરૂણ મુસાફરે પોતાની સઘલી હકીકત તે અમીરને કહી સંભલાવી. તે સાંભલી

થાકેલા શરીરને આરામ આપનાર, બીમારીથી લાગુ પડેલી સુસતીને ઉરાડનાર અને ઘેર આવેલા પરોણાના મન ખુશ કરી વશ કરનાર બાદશાહી ચાહ અને

# કાફીનો ઢંઢેરો.

૧—મને ચાહાનાર મારાથી કદી નાખુશ થયા નથી.

૨—મને પોતાનાં ઘરમાં રાખી મારા ગુણ ગાનારના મગજને સદા શાંત રાખું છું.

૩—જો હું તમને, અને તમારા કુટુંબ કબીલા અને મીત્રોને કંટાળા રૂપી થઇ પડી હુઉ એમ જો તમને લાગતુ હોય તો બેલાશક તમે મારો ત્યાગ કરજો.

૪—અને હું જો તમને મારી બીજી બહેન પણીઓ કરતાં વધારે ગુણ ધરાવતી હુઉ, એમ જો તમારી ખાત્રી થાય તો, તમે મારા પ્રત્યનો પ્રેમ ભાવ બનાવવા માટે પાવડી પાજા ન કરતાં સદાને માટે મને તમારા ઘરમાં રોજ યાદ કરજો, અને બીજાને તેમ કરવાને ખાસ ભલામણ કરજો. મારામાં જેટલા ગુણો છે. તેના કરતાં અધીક ગુણ મ્હારી મ્હોટી બ્હેન કાફી પણ ધરાવે છે માટે જયારે તમે તેનો અનુભવ લેશો ત્યારે તમારી ખાત્રી થશે

**એ. ડી. સાકરવાલાનો**

**બાદશાહી કોફી એન્ડ ટી ડીપો.**

મસજીદ બદર રોડ—મુંબઈ,

તે અમીર ખુશ ખુશ થઇ ગયો, અને તેનો હાથ પકડી ઘોડા ઉપરથી નીચે ઉતારી, તેને પોતાનાં મહેલમાં લઇ જઈ પોતાની બાજુમાં બેસાડીને તરૂણ મુસાફર સાથે વાતો કરવા લાગો. એટલામાં અમીરનો ચાકર એક સોનાના થાળમાં બે પ્યાલા ચાહના અને થોડોક મેવો મુકીને તેમની પાસે લઈ આવ્યો.

અમીરે તેમાંથી એક ચાહનો પ્યાલો ઉપાડી તે તરૂણ મુસાફરનાં હાથમાં મુકયો મુકતાની સાથે તે ઘટ ઘટ પી ગયો.

આ ચાહ તેના શરીરમાં પ્રવેશ થતાંની સાથેજ આપણા તરૂણ મુસાફરમાં નવી શકતી આવતી ગઈ અને તે ચાહના ઉતમ ગુણુથી તેના મો ઉપરનો રંગ બદલાતો ગયો.

તરૂણ મુસાફરને બીજો પ્યાલો પીવાની ઈચ્છા થવાથી અમીરે તરત બીજો પ્યાલો મંગાવી તેના હાથમાં આપ્યો તે પણ પી ગયો, આ જોઇ આ તરૂણ મુસાફરના શરીરનો રંગ બદલાતો ગયો. આ જોઈ આપણો તરૂણ મુસાફર અમીરની અમીરાત ઉપર ફીદા ફીદા થઇ જઇ તેના વખાણ કરતાં કરતાં અમીરને પુછયું કે, અમીર સાહેબ! આ વસ્તુનુ નામ શું! તે મહેરબાની કરી કહેશો?

અમીર–અહો તરૂણ મુસાફર! આને લોકો બાદશાહી ચાહ કહે છે. તે થાકેલા અને અસકત થયેલા શરીરનો શકતી આપનાર ઉત્તમમાં ઉત્તમ વસ્તુ છે. શું આ ઉત્તમ વસ્તુ તમારા મુલકમાં મળતી નથી?

તરૂણ મુસાફર—નહીં સાહેબ ! અમારા પહાડી પ્રદેશમાં આવી સર્વોતમ વસ્તુ મુદ્દલ જોવામાં કે પીવામાં આવતી નથી. શું આ બાદશાહ ચાહાનો મ્હોટો વેપાર તમે કરો છો ? તેની ઉત્તપત્તી કેવી રીતે થાય છે.

અમીર– હા જી! આ બાદસાહી ચાહા અને તેની સાથે બાદશાહી કાફીનો હું એકલો વેપારી છું, આ બંને વસ્તુના મ્હોટા મ્હોટા બે બગીચાઓ છે અને તેની બીજી વનસ્પતીની માફક ખુબ સંભાળ રાખવામાં આવે છે.

તરૂણ મુસાફર-તમે તમારા તે બાદશાહી ચાહા અને બાદશાહી કાફીના બગીચાઓ મને બતાવશો

અમીર–ચાલો હમણા મારી સાથે. હું બતાવવાને તૈયા ર છું. એટલું કહી તે અમીરઆ તરૂણ મુસાફરને પોતાના ચાહાના બગીચામાં લઈ ગયો. અને તે બગીચાઓ બતાવ્યા બગીચાઓ જોઇને પાછા ફરતી વખતે તે અમીરે તે તરૂણને પોતાના બાદશાહી ચાહા અને બાદશાહી કાફીના મોટા ભરી રાખેલા ગોદાઉનમાં લાવીને ચાહના અને કાફીના ચાર ચાર ડબ્બા ભેટ આપ્યા. આ તરૂણ મુસાફરે અમીરની આ અમુલ્ય ભેટ લઈ તેનો ઉપકાર માની પોતાના ભાઈઓ પાસે આવ્યો અને તેઓને આ બાદશાહી ચાહા અને બાદશાહી કાફીની ખુબી કહી સંભળાવી એટલુંજ નહી પણ તેની સાથે ચાહા તૈયાર કરી અકેક પ્યાલો સરવેને પાયો આ બાદશાહી ચાહા અને કાફી પીને બીજા બે ભાઇઓ ખુશ ખુશ થઇ જઈ તેના વખાણ કરવા મંડી પડયાં.

તેણે વધુ માંગ્યાં તે પણ નીચે પરમાણે હતાં.

# બાદશાહી ચહા કૉફી અને કેલેન્ડર.

મી૦ એ. ડી. સાકરવાલા નામના જકરીયા મસજીદમાં **બાદશાહી ચહા કોફીનો** વેપાર કરતા ગ્રહસ્થ તરફથી એક સુંદર કેલેન્ડર અને ચાહ તથા કોફીના એકેક દબા મળ્યા છે. જેની પહોચ ખુસીથી સ્વીકારીએ છીએ કેલેન્ડર હરેક કોમના આસામીને ઉપયોગી નજરે પડે છે ઉર્દુ અં-ગ્રેજી અને ગુજરાતીમાં દરેક કોમના રોજમાહ તારીખ વિગેરે આપવામાં આવ્યું છે, જે ખરેજ સારી ગરજ પુરી પાડે છે **ચાહા અને કોફી** સુગંધીદાર અને પીવામાં સ્વાદદાર જણાય છે દબા ઊપર કીંમત છાપવામાં આવી નથી તો પણ માની સકાય છે કે હાલનાં હરીફાઈના જમાનામાં દરેક ને પાલવે એવીજ તેની કીંમત રાખવામાં આવી હશે.

**અખબારે સોદાગર**

તા. ૧ લી નવેમ્બર ૧૯૧૧

આ બાદશાહી ચાહ અને કાફી બનાવનાર તથા વેચ-નાર અને તેની બનાવટના, અને તેથી થતાં મહોટા ફાયદા ના ગુણ ગાતાં હતા તે વખતે ત્રણે ભાઈએ એક બીજાને કહેવા લાગ્યા કે આપણે આપણી ચીજો જે ખરીદી લાવ્યા હતા. તેની તપાસ પેહેલાં કર્યે કેહમણા આ વખતે અભયસીંહ રાજા શું કરતા હશે, તો માલમ પડયું કે વૈદો તથા હકીમોથી ઓરડો ચીકાર ભરાઈ ગયો છે, અને દરેકના મોં ચીંતા-તુર દેખાય છે.

પ્રીય વાંચક ! હવે તું તારાપુરનગરમાં પાછો પ્રવેશ કર અને તારાપુરનગરની રાજધાનીમાં શું શું ગડબડ મચી રહી છે. તે જરા તપાસ.

જે દીવસથી અભયસીંહ રાજાના ત્રણ પુત્રો ત્રણ દીસાએ છોંડવામાં આવેલા ત્રણ તીરોની પાછળ દોડયા છે તે તીર અને તેની સાથે બીજી નવી જાતની વસ્તુ કયારે લાવી મને આપશે. તેના વીચારમાં ને વીચારમાં રાજા બહુ બીમાર પડી ગયો. વીચાર શકતી મંદ પડી જવાથી તેનું શરીર સુકાતું જવાથી તેણે અન્ન પાણી મુકી દીધું તેથી તેની બીમારી વધી પડી રાજાની આ બીમારી ઘણી વધવાથી રાજમહેલમાં અને નગરમાં બહુ શોક પસરી ગયો હતો. અને તે શોકથી તમામ નગર ભયંકર ભાસવા લાગ્યું. વૈદો અને હકીમોએ પોતાની દવાનો બહુ ઉપયોગ કર્યો. છતાં રાજાની બીમારી મટતી નથી. એવો મામલો જ્યારે ત્રણે ભાઇઓએ જોયો કે તુરતજ માનસીંહ જે વૈમાન લાવ્યો હતો તેમાં તે ત્રણે જણા

બેસી ગયાં અને રાજમહેલની અગાશીપર ઉતર્યા હવે ગુલા બસીંહે જે પંખો ખરીદયો હતો તેની તપાસનો વખત આવ્યો. ત્રણે ભાઇઓ પોતાના પીતાની પાસે દોડી આવ્યા અને જુવે છે તો તદન મરણ તોલ હાલતમાં છે પછી ગુલાબસીંહે થોડુંક પાણી મંગાવ્યું અને પોતે મોં હાથ ધોઇ પ્રભુની પ્રાથના કરી **સુલેમાની પંખાથી** પોતાના પીતાને થોડો વખત પવન નાંખયો કે સેહેજ વખતમાં જેમ માણુસ ઉંઘમાંથી ઉઠે છે તે મીસાલ અભયસીંહ રાજા ઉઠીને બેઠો થયો પણ તે પવનથી રાજાની બીમારીની ખુમારી ઉતરી નહીં, તે જોઈ સૌથી ન્હાના કુમારે તરત એક બાદશાહી ચાહાનો ડબ્બોઉઘાડી તેમાંથી થોડીક ચાહા કાઢી પોતાને હાથે ચાહા તૈયાર કરી એક પ્યાલો પોતાના પીતાને પાયો. આ બાદશાહી ચાહાનો એક પ્યાલો રાજાના પેટમાં જતાંજ રાજામાં કંઈક શકતી ઉત્પન્ન થઇ. રાજાએ તરત બીજો પ્યાલો માંગી પીધો અને તેનાથી વધારે આરામ થયો.

આ પ્રમાણે રાજાએ વૈદ અને હકીમની દવા તજી અને બાદશાહી ચાહા અને બાદશાહી કાફીનો ઉપ્યોગ કરવા લાગ્યો.

આ બાદશાહી ચાહ અને કાફીથી રાજાની બીમારી મટી ગઈ, અને હુશીઆરીમાં આવી રાજનું કામકાજ કરવા લાગ્યો.

આ બાદશાહી ચાહ અને બાદશાહી કાફીના અસર કારક ગુણથી પોતાને થયેલા લાભને માટે બાદશાહી ચાહ અને બાદશાહી કાફીના બનાવનારનો ઉપકાર માન્યો, અને સરવે

# નામ તેવા ગુણ.

જો કોઈ ધરાવતું હોય તો તે અમારી બાદશાહી ચહા અને બાદશાહી કોફીજ છે કે જે દરેક સોખીન કુંટબોમાં ઉમદાપીણા તરીકે માન્યતા પામી છે. બાનુઓ તમારા બાયને સારી ચાહે અને કોફી ખરીદવા મોકલો ત્યારે બાદશાહી ચાહ અને કોફીના નામની યાદ આપવી કારણ કે તેમાં સીલોનની ઉચી ચાહે અને કોફીનું મીક્ષચર છે. તેથી પીનારાઓને ઘણોજ સંતોશ આપે છે

દરેક ઠેકાણે મળશે.




દરેકની સગવડ ખાટર ૧, ૦ાા, અને ૦ા રતલીયા દબામાં ભરવામાં આવેછે.

બાદસાહી ચહા
લાલ લેબલની ચાહ
ગ્રીન લેબલની ચાહ
પીલા લેબલની ચાહ
પીચોર મોખા કોફી
ઉમદા ફ્રેશ કોફી
રોઝ ટી ડસ્ટ

દરબારની સમક્ષ આ બાદશાહી ચાહ અને બાદશાહી કાફીનો ઉપ્યોગ કરવાને, સર્વ પ્રજાને ફરમાવ્યું.

રાજાએ એક મ્હોટી દરબાર ભરી, અને તે દરબારની વચ્ચમાં સરવેથી સરસ, સરવેથી સરસ ગુણ કરનાર, અને સરવેથી પ્રીય થઇ પડે એવી ઉતમ વસ્તુ લાવનાર પોતાના સરવેથી નહાના પુત્રને પોતાનુ રાજ સોપ્યું, અને તેને બાદ શાહી ચાહ અને બાદશાહી કાફીની શોધ કરનારનો ખીતાબ અર્પણ કર્યો.

પ્રીય વાંચક ? હવે આ ગુલાબસીંહ રાજાના લગન ચંદ્રાવતી નગરના રાજા ચંદ્રસેનની પુત્રી રૂપસુંદરી સાથે કેવી રીતે થાય છે તે પર નજર કર અને તપાસ કે જના લખયા લેખ કદી ફીટતા નથી

પ્રાચીન કાલમાં એક ચંદ્રસેન નામનો રાજા ચંદ્રાવતી નગરીમાં રાજ કરતો હતો તેને દરેક વાતે સુખ હતું. પણ તેની ઉમર મોહટી થયા છતાં તેને ત્યાં એકે ફરજંદ નહતું એતેફાક એક દીવસ તે દરબાર ભરી ઉદાસ દીલે બેઠો હતો તે વખતે ભર દરબારમાં એક ફકીર ચાલી આવ્યો અને અરજ કરવા લાગો કે હું ઘણા દીવસનો ભુખો છું માટે મને કંઈ પણ ખાવાને આપો. રાજાએ હોકમ કર્યો કે ખજાનામાંથી થોડા પૈસા એને આપવા. તે ન લેતાં ફકીર રાણીને મેહલે ગયો અને રાણી આગલ સવાલ કર્યો કે હું ઘણા દીવસનો ભુખો છું માટે મને કંઇ ખાવાનું આપો રાણીએ તે ફકીરને બેસવા

કહયું અને દાસી પાસે તેને માટે જમણુ અને પીવાને પાણી મંગાવી આપ્યાં. જમીને તે ફકીરે તે રાણીને પુછયું, કે હે બાઈ તું શું ફીકરમાં છે, માટે તે મને જણાવ. રાણીએ કહયું કે ખોદાનું આપેલું મને સર્વે સુખ છે પણ કમનસીબે મારે ત્યાં ઓલાદ નથી માટે એક ફરજંદની હું ખાહેસમંદ છું. ફકીરે પોતાની ઝોલીમાંથી એક ફળ કાઢી આપ્યું અને કહયું કે આ ફલ છે તે તમો રાતે સુતી વખતે ખાજો અને ખોદાની મેહરબાનીથી તમારે ત્યાં ફરજંદની વૃધ્ધી થશે. રાણીએ તે ફલ રાતે ખાધું અને થોડા દીવસ પછી રાણીને હમેલ રહયા. નવ માસ પુરા થવે રાણીએ એક પુત્રીનો જન્મ આપ્યો જે રૂપ અને રંગમાં એવો સુંદર હતી કે તેની જોડી મળવી તદન અશકય હતી મોટી ઉમરે એક બચ્ચાંનો જનમ થવાથી રાજા અને રાણી બને તે છોકરી રૂપસુંદરીપર જાન ફીદા કરવા લાગ્યાં હવે દીનપર દીન તે રૂપસુંદરી મોહતી થતી ગઇ એમ કરતાં દેશ પરદેશથી તે રૂપસુંદરીના માગાં આવવા લાગાં જે જાણી પેલી રૂપસુંદરીએ તેના બાપને કહયું કે હું તો મારી મરજી પ્રમાણેના લાયકીવાલા અને અકલમંદ ખાવીંદ સાથે લગન કરીશ. માટે મને રહેવા માટે એક જુદો મહેલ બંધાવી આપવો, અને મારા હાથ હેથલ ચાર પાંચ દાસીઓ આપવી. તે મુજબ તેના બાપે તેને મહેલ બંધાવી આપ્યો. હવે દેશે દેશના જે કોઇ રાજપુત્રો તે શહેરમાં ફરવા આવે તેને તે રૂપસુંદરી પોતાના મહેલમાંથી જોય અને જો પોતાને પસદ આવે તો દાસીને મોકલી તે રાજપુત્રને બોલાવી મંગાવે અને એક અતી

# ચાહ અને કોફીનો સ્વદેશી સાહસ.

ચાહ અને કોફીનો ઉપયોગને લગતાં એક શ્વદેશી




સાહસની નોંધ લેતા સંતોષ ઉપજે છે એ સાહસ ઉપાડી લેનાર ગ્રહસ્થ મી. એ. ડી સાકરવાલા છે. જેવણે જાણીતા અને પ્રખ્યાત બગીચાઓની ઉતમ ચાહ અને કોફી જાતી દેખરેખ હેઠલ તઇયાર કરાવી તેનું બહોલા પાયાપર વેચાણ કરવા માંડયું છે.

મી. એ. ડી. સાકરવાલાની એ બાદસાહી ચહા તથા બાદશાહી કોફી સુંદર ટીનના ડાબડાઓમાં વેચાય છે. અને તેમાં સમાયેલા ઉચા પ્રકારનાં માલ તરફ જોતાં કીંમત ઘણી મધ્યમ છે. મી. એ. ડી. સાકરવાલાએ એ ઉપરાંત હીન્દુ નવા વરસના ટકાઉ કેલેન્ડરો પણ બહાર પાડયાં છે.

"પારસી" સાંજનો વધારો
તા. ૨૮ મી અકટોબર ૧૯૧૧

સુંદર ઓરડામાં બેસાડે અને બીજી દાસી તે રાજપુત્ર આગલ એક થાલ લઈ આવે જેની અંદર છુટાં પાન, સોપારી (આખી તેમજ કાપેલી) એલાયચી ચુનો, લવીંગ,જાયફળ, કેશર. કસ્તુરી, તથા ૪ પાનના બીડાં તૈયાર અને રોકડા રૂપીઆ પોનીવીસ તે થાલમાં લઇને હાજર થાએ જે રાજપુત્રો પરણવાના હરખમાં આવી ઉછાછલાપણે પેલી થાલ લઈ ખુશબોદાર પાનનુ બીડુ ઉપાડી ખાઇને મોહડુ લાલચોલ બનાવી હસતે મુખડે પેલા રૂપીઆ પોતાની જેબમાં મુકી પેલી થાલી દાસીને સવાધીન કરે એટલે પેલી દાસી ઉપલી થાલ લઇ રૂપસુંદરી પાસે જાય જે જોઇ રૂપસુંદરી ગંભીર ચેહરે દાસીને ફરમાવે કે પેલા રાજપુત્રને રૂખસદ લેવા કેહવો હવે દાસી પોતાને મલેલા હુકમ પ્રમાણે કામ બજાવે એટલે પેલા રાજપુત્રને રૂખસદ લેવી પડે અને વીચારમાં અને વીચારમાંજ કેટલોક વખત પસાર કરી પસતાએ એ પ્રમાણે ઘણાક દીવસો વહી ગયા અને ગામમાં પોકાર થઈ ગયો કે, રાજાની રૂપસુંદરી પોતાને માટે એમાં કંઈ ભેદ ધરાવતી હોવી જોઇએ.

હવે આએતરફ પેલી રૂપસુંદરી ગંભીર ચેહરે ઉદાસ બની બેઠી હતી તેને પેલી દાસી કેહવા લાગી કે આજે તમો એટલા ઉદાશ કેમ છો તે કહો ? ખોદા તમારી મુરાદબર લાવશે એવી મારી દુવા છે. એમ કહી પેલી રૂપસુંદરીને કેટલીક ધીરજ આપી પછી થોડોક વખત એમજ પસાર થયો. પણ ખોદાની એવી મેહેરબાની થઇ કે પેલા અભયસીંહ રાજાનો પુત્ર ગુલાબસીંહ ચંદ્રાવતી નગરમાં ફરતો ફરતો આવી પોંહચ્યો.

કારણ કે ચંદ્રસેન રાજાની રૂપસુંદરી સાથે એના લગન થવાના હશે તેથી રૂપસુંદરીની હકીકત એને ખબર પડવે ગુલાબસીંહ રાજા રૂપસુંદરીના મેહલની સામેથી મેહલની કારોગીરી નીહાલતો ઉભો છે જેની ઉપર રૂપસુંદરીની નજર પડતાં દાસીને હોકમ કરયો કે પેલા ઉભેલા ચતુર જવાન પુરૂષને બોલાવી લાવે.

તુરતજ હુકમ બજાવવામાં આવ્યો અને પેલી દાસી ગુલાબસીંહને બોલાવી લાવી અને તેને શણુગારેલા દીવાન ખાનામાં બેસવા આસન આપ્યું પછી દાસી રૂપસુદરી ની પાસેથી તૈયાર કરી રાખેલ પાનની રકેબીમાં પોણીવીશ રૂપીઆ સાથેની રકેબી લાવીને રાજકુમાર ગુલાબસીંહની હજુરમાં સામે મુકી ઉભી રહી. રાજકુમાર ગુલાબસીંહે નજર કરતાં પાનની રકેબીમાં રૂપીઆ પોણીવીશ જોઇ વીસ્મય પામ્યો. ચતુર રાજકુમારે ઝટ પેલા પાનોની રકેબીમાંથી ચાર પાન લઇ પોતાના હાથે બે પાન બીડીઓ બનાવી તથા રકેબીમાં જે આખી સોપારીઓ હતી તેમાંથી એક લઇ સુડી વતી બારીક કાપીને ભુકો કરીને રકેબીમાં ઢગલો કરી મુકયો પોતાના હાથમાં લીધેલા પાનને ચુનો કાથો લગાડી સોપારી એલચી, જાયફળ, કેશર, કસ્તુરી નાંખી બે બીડાંઓ બનાવ્યાં લવંગ ખોસી રકેબીમાં મુકી જે પોણીવીશ રૂપીઆ હતા તેમાં આઠ આના ઉમેરી સવા વીસ કરી રકેબી દાસીને લઈ જવા કહ્યું, આ સઘળું પાસે ઉભી રહેલી દાસી આ ચતુર રાજકુમારની હુશીયારી જોઇ રકેબી લઇ ખુશી ખુશી થઈ

**સાહેબો,**

તમે **બાદસાહી ચાહ અને કોફીનું** નામ વાંચો **અથ** વા સાંભળો ત્યારે જાણવું કે તેના કરતાં વધુ સંતોષ આપનાર સહવારનું પીણું બીજુ કંઇ નથી તેથી સહવારનાં ખુસનુમાં ખ્યાલમાં ડબલ વધારો કરી ખુસી રાખસે કારણ કે તેમા સીલોનનીજ ચાહનું ઉંચું મીક્ષ્ચર છે તેથી ટુંક વખતમાંજ તેના પીનારાઓને સંતોષ આપી વીખ્યાતી મેલવી છે.

દરેક ઠેકાણે મળે છે.

**તમારા સ્નેહી કોણ ?**

આખા દીવસનાં કરેલ કામમાંથી તમારા શરીરમાં વ્યાપેલી સુસ્તીને હઠાવનાર **બાદસાહી કોફી અને બાદસાહી ચહાનો** ફકત એકજ કપ કે જેણે લાખો ઉદાસીઓને ઉત્સાહી બનાવ્યા છે.

**બાદસાહી ટી. એન્ડ કોફી ડીપો.**

પોતાની બા સાહેબ રાજકુમારીની પાસે જઈ રકેબી મુકી. રાજકુમારી રૂપસુદરી રકેબીમાં મુકેલી નવી પાનની બીડી તથા સોપારીનો કરેલો ઢગલો તથા સવાવીશ રૂપીઆ જોઇ ચતુર રાજકુમાર ગુલાબસીંહની પરીક્ષા કરી તરતજ પોતાની દાસીને ગુલાબસીહને પોતાની પાસે બોલાવવા મોકલી. દાસી રાજકુમાર ગુલાબસીંહની પાસે જઇ કહયું કે આપ નામદારને મારી બાઇ સાહેબ આપને પોતાની હજુરમાં બોલાવે છે માટે પધારો તેથી ગુલાબસીંહ રૂપસુદરી પાસે. ગયો તો રાજકુમારીનું રૂપ જોઈ ખુશી થયો, તેમજ રૂપસુંદરી રાજકુમાર ગુલાબશીંહને જોઇ મોહ પામી એકબીજાને ચાહવા લાગ્યા રોજ ગુલાબસીંહ રૂપસુંદરી આગળ આવે ચોપટની બાજી રમે વાતો કરે અને આખો દીવસ ગમતમાં ગુજારે. હવે એ બીશેની વાત રાજા ચંદ્રસેનને લોકોએ કાન ભંભેરાવીને કહી જેથી ચંદ્રશેન રાજાને ગુસ્સો લાગ્યો, જેથી ચોકીદારોને રૂપસુંદરીના મહેલ તરફ મોકલ્યા કે જે કોઇ એક પુરૂષ રૂપસુંદરીને મેહેલે આવે કે તુરત તેને પહરેજ પકડી કચેરીમાં લઈ આવવો.

ચંદ્રસેન રાજાનો હુકમ થતાંજ ચોકીદારો રાજકુવરીને મેહેલે ગયા બીજે દીવસે સહવારે જેવો ગુલાબસીંહ રૂપસુંદરીને મેહેલે આવ્યો કે તુરતજ પેલા ચોકીદારોએ તેને પકડી રાજા ચંદ્રસેનની દરબારમાં લઇ ગયા જ્યાં રાજાએ ગુલાબ-સીંહને જોઇને પુછયું કે તમે દરરોજ રાજકુંવરીને મેહેલે જાવ છો? ગુલાબસીંહે કહયું કે હા ? રાજાએ કહ્યું કે એમાં

શું ભેદ અને ભરમ છે તે કહો અગર નહીં તો તમોને સુલી એ ચઢાવવામાં આવશે.

ગુલાબસીંહે કંઈ પણ ખુલાસો કીધો નહી અને દીગમુંઢ જેવો ઉભો રહયો ચંદ્રસેન રાજાને કંઈ પણ ખુલાસો ન મલવાથી ભર દરબારમાં ઘણુંજ ખરાબ લાગ્યું છતાં ગુલાબસીહની તરૂણ કાંતી જોઈ રાજા વીચારમાં પડયો તો પણ બે ત્રણવાર આ બાબદનો ખુલાસો કરવા ગુલાબસીંહને સમજાવ્યું. પણ ફોકટ અંતે ચંદ્રસેન રાજાએ હોકમ કરયો કે એને સુલીએ ચઢાવો કે એવા બીજા બદમાસો એટલી હદ સુધી હીમત કરી એવાં પગલાં ભરે નહીં. આવા તાનાજાનીના શખુનો સહેન કરી ગુલાબસીંહ મુંગો મુંગો મારાઓની સાથે નીકલ્યો.

હવે એ ફાંસી દેવાની જગાએ જવાનો રસ્તો રૂપસુંદરી ના મેહલ આગલથી હતો. જે રૂપસુંદરી બારીએ બેસીને રાહ જોતી હતી તેને માલમ પડયું કે ગુલાબસીંહને ફાંસી દેવા મારાઓ લઇ જાએ છે તેથી તુરત દાસીને હોકમ કીધો કે એક મટકી લાવે અને તેમાં પાણી ભરીને જે મારાઓ ગુલાબસીંહને પકડીને સુલીએ ચઢાવવા લઇ જાય છે ત્યાં તે મટકી લઇ જઈ ગુલાબસીંહના પગ આગલ ફોડી આવો. તુરતજ રૂપસુંદરીના હોકમ મુજબ એક પાણીની મટકી પાણીથી ભરેલી દાસીએ લઇ જઇને ગુલાબસીંહના પગ આગળ ફોડીને ચાલી આવી એટલે ગુલાબસીંહે કહયું કે મારાઓ તમો મને રાજા પાસે પાછો લઇ જાવો હું ચંદ્રસેન રાજા સાથે ખુલાસો કરવા માંગુ છું. ગુલાબસીંહનું તરૂણ રૂપ જોઇ મારા-

# વધુ અભિપ્રાય

## બાદસાહી ચહા કોફી

મો. એ. ડી. સાકરવાલા જેઓ જકરીયા મસજીદપર પોતાનો ધીકતો ધંધો ચલાવે છે તેઓ તરફથી એમની બાદસાહી ચહા અને કોફીના પેકેટ અમને મોકલવામાં આવેલા તે પેહોચ્યા છે અને તે માટે એ ગ્રહસ્થોનો ઉપકાર માનીએ છીએ એ ચાહ અને કોફીનો ઊપયોગ કરી જોયા પછી અમારા ઘરાકના ગવરનર—કેમજે અમારા કરતાં એ બધી સરસ સારી ચીજમાં તેઓની પારખ અને પરીક્ષા સકિત ઘણીજ છે અર્થાત ખાવા પીવાનું ખાઈપીને સારૂ નરસુ પારખી આપવામાં એ ગવરનર "એકસપર્ટ" છે તેઓ મત આપે છે કે વગર શકે કોફી સારી છે.

આ ચા કોપ્રીની અમારા વાચનારા વર્ગને ખાત્રી સાથે ભલામણ્ કરી શકસે એકાદ અજમાઈશમાં કંઈ ગયુ નહીં ટેસ્ટ તથા સ્વાદમાં માલ ખરેખર સારો છે.

ફુરસદ—ડીસેબર માસ ૧૯૧૧

ઓને દયા આવવાથી ગુલાબસીંહને ચંદ્રસેનની દરબારમાં લઇ ગયા. તે જોઈ ચંદ્રસેન રાજા પુછવા લાગા કે શા કારનસર એને પાછો લાવ્યા ? તે વખતે ગુલાબસીંહે કુનશ બજાવી જવાબ આપયો કે હે મહારાજ ? ગરડન મારો તો હાજર છું મગર જીવતદાન બક્ષો તો આપને ખુલાસો કરૂં. ચંદ્રસેને કહયું બયાન કરો. ગુલાબસીંહે કહયું હે રાજા ધીરાજ ? આપની પુત્રી રૂપ સુંદરી જે જુદો મહેલ બાંધો રહી હતી અને રોજ જે તેન ધ્યાનમાં આવે તે રાજપુત્રોને મહેલમાં બોલાવતી અને તેમના સામે પાન, સોપારી, પાનના બીડાં એલચો, લવંગ. ચુનો કાથો કેશર, કસતુરી, જાયફલ, જાવત્રી અને રોકડા પોણીવીશ રૂપીઆ એક થાલીમાં મોકલતી હતી તે એક તેણીનો સવાલ હતો અને તેનો જે કોઈ ઉતર ન આપતા તે લોકો ફજેત થઇ વીચારમાં ચાલ્યા જતા હતા હવે જયારે મારી સામને એ થાલ લાવી મુકયો. ત્યારે મેં વીચાર કરયો કે ૪ તૈયાર બીડાં અને વલી બીડાંનો બીજો છુટો સામાન શું કામ રાખ્યો હશે ? તેથી મેં અકલ દોડાવી કે એ રાજપુત્રી કુંવારી હશે અને લગનને માટે પોતાને લાયકનો અકલમંદ નર શોધતી હશે તેથી તુરત પેલાં પાન માંથી ૪ પાન કાઢી દરેક મસાલો નાંખીને બે બીડાં બનાવ્યાં એક એ રૂપસુંદરીને માટે અને એક મારે માટે પેલી આખી સોપારીમાંથી એક લઈને તેનો સુડીથી બારીક કાપી ઢગલો કીધો.

( એની મતલબ એકે અગરજો આ સોપારી માફક મારા શરીરના કટકે કટકા કરશો તોપણુ આ ભેદ કોઈને કહીશ

નહીં,) અને પેલા પોણુીવીશ રૂપીઆમાં આઠ આના ઉમેરી સવાવીશ કીધા ( કે તમે પોણુીવીશ છો તો હું સવાવીસછુ) અને પેલી રકેબી રૂપસુંદરી આગલ મોકલી જે જોઇ પોતાનો જવાબ મલવાથી રૂપસુંદરી ખુશી થઇ જેથી મને અંદર બોલાવ્યો અને તે દીવસથી અમારો બંનેનો સ્નેહ બંધાયો, હવે જોવો કે મારામાં જે જે કશુર હોય, તો તેની મને શીક્ષા કરો.

આ સાંભળી ચંદ્રસેન રાજાએ સવાલ કરયો કે જ્યારે તમે સોપારીનો ભુકો કયો હતો તે એ મતલબથી કે શરીરના કાપીને તુકડે તુકડા કરવા છતાં આ ભેદ કોઇને કહીશ નહી ત્યારે જ્વારે તમોને ફાંસીનો હોકમ થયો કે તમોએ તો તે ભેદ ખોલી નાંખ્યો.

ગુલાબસીંહે કહયું મહારાજ ? એમ નથી. મને જ્યારે ફાંસી દેવા લઇ જતા હતા ત્યારે રૂપસુદરીએ મને જોયો કે તરત પોતાની એક દાસીને પાણુંની એક માટલી ભરી મારી પછવાડે મોકલી. તેં દાસીએ આવી મને ચોકીદારો ફાસી દેવા લઇ જતાં હતા ત્યાં આવી મારા પગ આગળ ફોડી ચાલી ગઈ ત્યારે હું સમજયો કે રાજાને આ વાત જાહેર કરવાને મને હુકમ થયો, તેથી આ હકીકત આપને કહી સંભલાવી.

આ બાબત જ્યારે ચંદ્રસેને બધી સાંભળી ખુશી થઈ ચોકીદારો પાસેથી મુક્ત કરી પોતાની પાસે બેશાડી પુછયુ કે તમો કોણુ છો, કયાંથી આવો છો તે સરવે હકીકત જાણી પોતે ઘણો ખુશી થયો, પછી સરવે પ્રજાને હુકમ કર્યો

કે આવતી કાલથી રાજકુંવરીના લગ્ન તારાપુરનગરના રાજા ના પુત્ર આ ગુલાબસીંહની સાથે કરવાના છે, માટે શહેરમાં ચાર દીવસ સુધી આનંદ ઓછવ કરવો, ધામધુમ સાથે રૂપસુંદરીના વીવાહ ચંદ્રસેન રાજાએ ગુલાબસીંહ સાથે કરી આપ્યાં

તે મુજબ **બાદશાહી ચાહ** અને **બાદશાહી કાફી** ની ખરી ખુબીઓ પીછાની સરવે આલમે વાપરી જોવી અને બીજાઓને તે માટેની ભલામણ કરવી.

---

## ચેતવણી

અમારા મુંબઈના અને બહારગામના ગ્રાહકોને જણાવીએ છીએ કે આજકાલ હરીફાઈના સબળ પરીણામે દરેક લોકો **ચાહ** ખરીદવામાં ઠગાય છે. તેથી તેઓએ દરેક ધ્યાનમાં રાખવું કે "**બાદસાહી**" નામ વાંચવા પછીજ ડબો ખરીદવો જેથી ઠગાવાની ધાસ્તી રહેશે નહિ.

**દરેક ડબો પેક છેકે નહિ તેની પુરતી ખાતરી કરવી.**

અમારા એજટો.

**અબદુલકાદર નુરભાઈ એન્ડ સન્સ**

**નેપીયર રોડ, કરાંચી.**

**એસ. મહમદ અશરફ** બીથાતી બજાર, **કાનપુર.**

# બાદસાહી કૉફી

અને

# બાદસાહી ચાહ




૨૧૧, જકરીઆ મસજીદ મુંબઇ